# મણિશંકર કૃત કાવ્ય*

ભાગ ૧ લો.



અં... ...ાં છંદ.

અમદાવાદ [illegible] ઉપર આળ;
ધનાસુતારની પોળ, મા જુગતઅંબે; ટેક.
માનો દીપક અખંડ, માનો પરછો પ્રચંડ
આપે અધમને દંડ, મા જુગતઅંબે; ૧
માની, મહેરછે અપાર, કરે મનોરથ પાર
માને જાવુ બલીહાર; મા જુગતંબે; ૨
માનુ અકળ સ્વરૂપ, પડે ભુલવણી ભુપ;
થાય અગરબતી ધુપ, મા જુગતંબે; ૩
કરે ગંગાજળે સ્નાન, ચાવે ફોફળને પાન
મોટું જગતમાં માન, મા જુગતંબે; ૪
માને ગમે રવીવાર, ધરે સોળ સાણગાર
માંહી એકાવળ હાર, મા જુગતંબે; ૫
નવરંગી ઓઢી સાડી, ચરણા ચોળી ધરે માડી
ભલી ભરી ફુલવાડી, મા જુગતંબે; ૬
થાય ઝાંઝર ઝમક, પાય ઘુઘરી ઘમક

માનો ઠાવકો ઠમક,          મા જુગતંબે; ૭
રૂડો મેમાયાનો વેસ, સીર ખુટડીઆળા કેસ
વાળે મોતી છે હમેશ,          મા જુગતંબે; ૮
માને હાથે બાજુબંધ, જુવો ગળેગળુબંધ.
કંઠે હારની સુગંધ,          મા જુગતંબે; ૯
કાને કનક અકોટી, વાળી નવસર રૂડી;
હાથે કંકણ ને ચુડી,          મા જુગતંબે; ૧૦
શીર છત્ર સુહાય, મર્યા પાવડીએ પાય
દીસે વાઘપર માય          મા જુગતંબે; ૧૧
કર્યું તીલક કપાળ, સામાં ધુંદણછે ગાલ
પુરી નવેદની થાળ,          મા જુગતંબે ૧૨
માના સોને જડયાદ્વાર બાહાર ઉભાં છડીદાર;
માનો હુકમ અપાર,          મા જુગતંબે; ૧૩
માનો નૌતમછે ગોખ, ચતુરાઈ તણો ચોક
રૂડો તકતાનો નોખ,          મા જુગતંબે; ૧૪
માજી દીસે સનમુખ, ઝળકોયાં ઝમરૂખ
માથે ટાળ્યાં બહુનાં દુઃખ,          મા જુગતંબે; ૧૫
માને કરે આળપંપાળ, બાહાર જડું ઘડીઆળ
ગુને ગાર પકડે ગાલ,          મા જુગતંબે ૧૬
આવે આંધળા અપંગ, તેના ઠીક થાય અંગ
વધેઅંગનો ઉમંગ,          મા જુગતંબે ૧૭
માણીશંકર ગુણગાય, માજી કરોને કરપાય

આસ પુરો મારી માય, મા જુગતંબે; ૧૮
લલુ સુતનું એ નામ, રાઅપુરમાંછે મુકામ
જતીની પોળમાંછે ધામ, મા જુગતંબે; ૨૦
રચ્યો બતરીસનો સાલ, માના ગુણ ગાવા હાલ
રાખો ભકત પર વાહાલ, મા જુગતંબે, ૨૧
આસો માસ સમ્દન, માતા થયાછો પ્રસંન
હુંતો આવ્યો તો દશમ દન, મા જુગતંબે; ૨૨



## ભદ્રકાળીનો ગરબો.

ધનધન રે ભદ્રકાળીમાત, તુંછે માહાકાળી
મંડપમાં આવી મે જોયુછે. તાહીં નજર માંડી રે.
એકેમાંતે જોઈરહ્યો ત્યારે દીઠી લટકતી હાંડી. તુંછે ૧
હુંતો જોવા ઉભો રહ્યો છું. માતા તારી સનમુખરે
ત્યારેતો મેં એ મોંતું દીઠું, બારણેએક ઝમરૂખ. તુંછે. ૨
માજી તું તો દીસેછે, માહા ભયંકર માહા કાળીરે
માટે તુંતો ભદ્રમાં વસી ઓ માતા ભદ્રકાળી તુંછે ૩
તારા મઢી ઉપર કાંઈ. ધડીઆળછે વલી ટકોરે .
સાંજ પડે ત્યારે ગાદીયો, હેઠા કરેછે પ્રેઠ તુંછે. ૪
માજીની પુઠપાછલ કાંઈ, તકતાતો જડાછેરે
માજીના કાંઈ દ્વાર તો વળી પીતળે મડયાંછે, તુંછે. ૫
ભકતજન ત્યાં આવીને તે ઊભા ઊભા નાચેરે;

પુંઠ ફેરવી મે જોયું ત્યાં દીઠી ઘંટા એક વાજે તુછે. ૬
માજીની ભકતજન ઊપર મેહેરછે અપારરે
ચણીયા ચોળી પહેરી લીધાં માંહી એકાવળ હાર તુછે ૭
માતાજી સન મુખજીરાજે તીલક કરછે કપાળરે
હીરા એ ઝલકી રહાછે માતાજીને ગાલ તુછે. ૮
માને ત્યાં દરસન કરવાને આવે આંધળા અપંગરે
માતાજીના દરસન કરે ત્યારે સ્વચ્છ થાય તેના અંગ. તુછે ૯
માજીએ તો પહેરી લીધા હાંસડી તુસી વાળીરે
માતાજી ભયંકર રૂપેઊભાં પોતે ખડગ ઝાલી તુછે. ૧૦
વળી માતામાં આવીને કોઇ વાત કરે નહી ભુંડીરે.
કાળીયે કલાંકાખી પેહેરા હાથે ઘાલી ચુડી. તુંછે ૧૧
માતાજીના ઝાંઝર કાંઈ ઝમ ઝમ ઝમ ગાજેરે;
કાલી પુંઠે કેદખાનામાં અતીસે બેડીયો વાજે તુંછે ૧૨
સુકરવારે થોકા થોક દરસન કરવા આવે લોકરે.
તેનો તો સોક દુર થાએ; ભજે માને ભાવે. તુછે ૧૩
લાલ લોક તો રવીવારે ત્યાં આવી ઉભા રહેછેરે
ગાદી પ્રત્યે નમાદાર તો હઉરમ્સ એવું કહેછે. તુછે ૧૪
આ ગરબોતો માણુંસંકરે બનાવ્યો માતાના ધામરે
લલુભાઈનો દીકરો તેનો, રાયપુરમાં છે મુકામ. તુંછે ૧૫
સંવત બત્રીની સાલમાં, સુભ આસો માસરે
સાતમનું નવરાતર કહીયે, રચ્યો ગરબો તાસ. તુછે ૧૬.



## ચઊેટાની બેચરાજીનો ગરબો.

જુઓ જુઓ ચઉટાની માત, શોભા બહુ સારી; ટેક.
વલવ પોળાએ માતા બેસાડાં, જાઉ તેમને બલીહારીરે
તેમણે માતાના પદ જોડાં છે. શોભા તેની નારી શોભા ૧
તે મંદીરમાં માત બીરાજે, માતા બઊચરબાળારે;
તેના મડપ આગળ કાંઈ, લોઢાની છે જાળી; શોભા ૨
તે જાળીને બંને બાજુએ, આવી છે બે બારીરે;
તેમાં જઈને મે જોયુતો દીઠી બહુચર બાળી શોભા ૩
તે માતાના નવરાતરની, શોભા હુતો ગાઉરે;
બહુચરીના ગુણ ગાઈને અતીસે સુખીયો થાઊ. સો૦ ૪
માતાજીની આંગી રૂપાની અતીસે તો ઝળકે રે;
તેની આગળ હારો હાર, હાંડીયો વળી લળકે. સો૦ ૫
માતાના મંડપમાં ગોળા વળી ઘાલ્યા રે;
બાહારના મંડપમાં વળી, તકતા મોટા ઘાલ્યા. સો૦ ૬
માતાજીના દરસન કરેછે, ગુનેહગાર હાથ જોડારે;
બહુચરીએ રૂપાળો સાળુ લીધોછે વળી હોડી. સો૦ ૭
માતાજીના મંડપમાં સાંજે, નિત થાયે ગાન રે;
ગુનેહગાર દરસન કરીને. પકડે પોતાનો કાન. સો૦ ૮
માતાજીનો પડછો કહીએ, છે હાજરા હજુર રે;
મણીશંકર તો એને શેવે, જાણજો જરૂર. સો૦ ૯
લલુભાઈનો દીકરો, તેનો રાયપુરમાં છે મુકામરે;
તેતો નિત દરસન કરવા, આવે માતાને ધામ. સો૦ ૧૦

ભટમેવાડાની નાતમાં. તે થયાછે ઉતપન રે;
તે માતાની સ્તુતી કરેછે. થાવો મને પરસન રે. સૌ૦ ૧૧



## કેફીના ગેર ફાયદા વિશે

### લાવણી.

કેફ કરી લડથડીયાં ખાયે, લાજ નહી મુરખો ધરશે;
ભુષણ શોભીત અંગ ધરી, લઇ દામ બજારે વિચરશે;
લેહેર ચડે બહુ કેફતણી ત્યાં; ભાન ભુલી કીચમાં પડશે
માયા તેની સઉ લુટી કોઇ, હસ્ત ઝાલવા નહી જાશે;
માન ખુવે મરજાદ ખુવે, વળી બાપતણી મીલકત ખુવે.
આશા નહી લવલેશ કમાયે, રાંડ રડી ઘરમાંહે રૂવે;
આપ સીર ઘણું દેવુ કરેતો, નહી આપવા પાઈ હવે.
વાત જશે સરકાર ભણી ભાઇ, લાજતણા કાંકર થાવે
અંગ બળી સ્યામ થશે, જેમ અગારા રૂના ઢગમાં
મુરખ બહુ કદરૂપ બને વલી, રોગ પ્રવેશ કરે તનમાં;
ખાંડ સરીખી મનમાં જાણી, આખર ધુળ પડે તનમાં;
માણીસંકર સાર નથી ભાઇ, પરતાવો પછીથી મનમાં;



## સ્રીને વશ થયેલા પુરૂસ વિશે.

### મનહરછંદ.

મુરખ ગમાર નર. સંખાણીને, વશ થયો;

જાદુક બનાવ્યા ગયાં, કહ્યું થાય બાઇનુ;
બનીઠણી નીકળે, સવારમાં બજાર બાહાર;
ભુવનમાં ભામનીયી, ધ્રુજે અંગ ભાઇનુ;
પ્રાપાચે પ્રપંચ કરે, પોપટ કરીને ભાઇ;
પુરે પાંજરાનો માંહ, ચિત્ત ચોરી ભાઇનુ.
ભુલી ગયો માત તાત, ભુલ્યાં ભગનીને બ્રાત
ભુલ્યો ભાન ઘટ્યું માન વધ્યું માન બાઇનુ.
નારી ફેરવી × થયા કહી કઠણવચન
નારીનો નમાવ્યો નર ભડવા નમાયછે
કહે પેલુ કામકર પણ લઇ આવ લાવ
ઘાણીના બળદ પેઠે પીલાયો પીલાયછે
કાકડીની જાળ માંહ્ ફસોગયા સેરભાઇ
એવી રીતે ફસાઇને પુરૂષો પીડાયછે
મળે નહીં સુખ કાંઇ દીન રાત દુખ દુખ
અકલ ગુમાવી પછી ઘણું હીજાયછે

દોહરો.

અલ્પ મતિથી મન હર, રચ્યો મન ધરીને પાદ
વ્યાસ મણીશંકર વદે, રચીને અમદાવાદ 1



ગરબી.

જુઠડા જુઠડા જુઠડારે, તમે વંદા વચન કચમ જુઠડા

આજ કાલ રવીવારે, નક્કી આવું પછી દેખાડયાં નહી મુખડાંરે
તમે વદો વચન ટેક. ૧
તમે કહો જે હું આવી રહી પણ. હેતેથી દેખું હું તો ટુંકડાંરે.
તમે વદો વચન. ૨
કરીને મહેર કાંઈ એક દીન આવો, આવી મળીને કરો
સુખડાં તમે વદો વચન. ૩
મણીસંકર તમે નીત મને સાંભળો; સંભારીને દીલ થાય દુખ
ડાંરે તમે વદો વચન. ૫



ગરબી.

રાગપરજ.

સમળીયા ગેર પધારો, ઘેર પધારો મારા રાજ
સામળી ઘેર પધારો ટેક

સાખી.

હું તમને મળી હુતી, વિંદ્રાવનની માંહ.
ઓચિંતા આવી કરગ્રહ્યો લીધી પલંગની માંહી. સામળીયા ૧

સાખી.

મુજને લાડ લડાવીયાં આંણીને બહુ પ્રીત.
બીડીઆપી પાંનની. રમાડી સંસારની રીત. સામળીયા ૨

સાખી.

રંગ રમ્યા રજની વિષે, ઉપનો મંન ઉમંગ

કસુંબા કીધી એમ ઉપર રમાડ્યાં તે બહુ રંગ. સામળીયા. ૩

સાખી.

પછીથી મળ્યા નથી શ્યામ સલુણા લાલ;
તે દીલદારનો લાગી રહ્યો મારા અંગમાં મોટો ખ્યાલ. સામળીયા. ૪

સાખી.

કામાગ્નીની પીડ ઘણું ભડકે બળે તન;
પ્રભુ તમે પધારીને હરો દુઃખ ગોપીજન; સામળીયા. ૫

સાખી.

હું પણ દાસી તમતણી મળીનની મહારાજ;
ગોપી કેરાં દુઃખ હરો એતો બાંહ્ય ગ્રહ્યાની લાજ. સામળીયા. ૬

સાખી.

મણીશંકરના પ્રભુ મળો આણીને મન મહેર;
એકવાર તો આવોની તમેતો અમારે ઘેર. સામળીયા. ૭

સાખી.

લલુભાઇનો દીકરો રાયપુરમાં છે મુકામ;
તેણે ભક્તી ઉચરી નથી નીંદ્યાનું એ કામ. સામળીયા. ૮



ગોપીજનો પ્રભુ ઉપર કાગળ.

રાગ પરજ.

અરેરે પ્રભુ મીત્ર મારા, કરયા કાગળના ઉધારારે;
પ્યારા તારી પ્રીતડી સાલે, સાલે મને તુજ હેત;

ભ્રાત વના ભુરાયો પડયોછું થઈ રહ્યો ખુબ અચેત; અરેરે. ૧
અનમાં સ્વાદ નહી વુનપાએ ગમે નહી રંગ રાગ;
સુધ બુધ સર્વે ભુત્ર ભુલાગયો તજીઆ બગીચા બાગ; અરેરે. ૨
જતા હળી મળી આપણે બંધવ સરખા સરખી જોડ;
હાસ વિનોદમાં દીવસ જાતો પુરાયા મનના નહી કોડ; અરેરે. ૩
ભીડ પડે ભ્રાત ઓ મારા વાતનો ન રહ્યો ઠામ
વીજોગની પીડા ના ખમાયે દીલમાં લાગ્યો ડામ; અરેરે. ૪
મણીશંકર મને મીત્ર વીનારે, ગોઠે ના ઘડી એક;
મેહેર કરી કાંઈ વેહેલા મળજો, મુકી સામળીયા ટેક; અરેરે. ૫



## ગરબી.

જુમનાની તીરે વાલો એ રાગ.

કાનુડો કામણગાળો,
જુઓ એની આંખલડીનો ચાળોરે. ટેક.
એતો છે રસ ભરયો રૂપાળો;
એણે ઓઢયો કામળો કાળો રે. કાનુડો. ૧
એણે વનમાં મોરલી વગાડી;
સર્વ ગોપી ગોકુળમાં જગાડી રે. કાનુડો. ૨
આકુળ વ્યાકુળ થઈ વ્રજનારી;
એતો ઉઠી ચાલી જોવા મોરારીરે. કાનુડો. ૩
કૃષ્ણને ગોપીએ માન દીધું,

પોતે ઉર સઉનું હરી લીધું રે. કાનુડો. ૪
પ્રભુ ઊભા ગોપીની સાથે.
પોતે કદમ ડાળ ગ્રહી હાથે. કાનુડો. ૬
પ્રભુ બોલ્યા ગોપી સાથે વાણી,
તમે સાંભળો ગોકુળની રાણી રે. કાનુડો. ૭
તમે સર્વમાં બંધા એવી બાંધો,
પછી કારજ તમારૂ સાધો રે. કાનુડો. ૮
સખી કહ્યું તે મારૂં માનો,
ગોપી સાથે બોલ્યો કાનો રે. કાનુડો. ૮
તમો રજાના રહો એમ પેરે,
હુંતો રમુ તમ સાથે આનંદ ભેર રે. કાનુડો. ૯
સખીએ ઘટતા ઊત્તર દીધા,
ત્યારે પ્રભુએ વારા સખીના કીધા રે. કાનુડો. ૧૦
પ્રથમ વિશાખા આવી પ્રભુ પાસે,
તેના સાથે રમ્યા અવિનાશી રે. કાનુડો. ૧૧
એમ સ્નેહે અન્યો અન્ય મળિયા,
મણીશંકરના પ્રભુ પલંગે ઢળીયા રે. કાનુડો. ૧૨



### ગરબી.

રાગ ઉપર પ્રમાણે.

કપટી છે તે વળી કાનો,

એને ઓઢ્યો લીલો વાનો રે. ટેક.
જુવો લક્ષણ તમે મોરારી,
એને મારી પુતના મારી રે. કપટી. ૧
દેજા પ્રભુએ ઓટલો ઓઢ્યો,
તેને સકટાસુર રગદોળ્યો રે. કપટી. ૨
અંગે સુગંધી છે ભરપુર,
એણે મારયા અગા બગાસુર રે. કપટી. ૩
આણીઆણી આંખ અનુપ,
પ્રભુએ મારયો વચ્છાસુર ભુપ રે. કપટી. ૪
વળી જુઓ પ્રભુના કામો,
એણે મારયો પોતાનો મામો રે. કપટી. ૫
એને વેરીની ગરજ સારી,
શું કરશે કામ પ્રભુ ઊપકારી. કપટી. ૬
જોજો ભરૂસો કાનાનો કરતા,
જે ભરૂસો ગણે તે મરતા રે. કપટી. ૭
એતો મીઠાં હાસીઓ પ્રભુ કાવે,
એને તોલે સૃષ્ટીમાં નવ આવે રે. કપટી. ૮
બોલે વાંકુ ચુકુ આમ તેમ,
આપણ પાંચીએ એને કેમ રે. કપટી. ૯
મણીશંકરનો પ્રભુ છે પ્યારો,
તમે બોલતા એની સંગે હારો રે. કપટી. ૧૦
લઘુ સુતનું છે એ નામ,

તેનો રાયપુરમાં છે મુકામ રે. કપટી ૧૧.
એવું રાખો સખી પ્રત્યે કહુંછે,
તેઓ નાતીની પોળમાં રહુંછે. કપટી. ૧૨



## બાર મહિના.

### રાગ પરજ.

હુતે આવો નંદલાલ તમેતો હુતેરે આવો; ટેક.
કારતક મહીને મેલી ગયા, પીયુજી પરદેશ.
ઘરમાં મુકી એકલી હુંતો જોબન બાળે વેશ; હુતેરે. ૧
માગસરે મુકી ગયા, મોહનજી તમે આવ;
રહેવાતું નથી લાલવિના મારો જીવ આકુળવ્યાકુળ થાય; હુતેરે. ૨
પોસ માસે પીડે ઘણું. તાઢે ધ્રુજે તન;
કામાગ્નો પીડે ઘણું. સામ વિચારોને મન; હુતેરે. ૩
માહા મહીને મનડુ માહરૂ, મળવાને મન થાઇ;
નંદકુંવર આવી ગ્રહો, તમેતો મારી બાંય; હુતેરે. ૪
ફાગણ મહીને ફડફડે, હોળી મારે તન;
ખીજા કેરૂ સુખ જોઈ. ઘણું દાઝે મારૂ મન; હુતેરે. ૫
ચઈતર મહીને ચિંતા ઘણી. ક્યારે આવશો નાથ;
પ્રાણાધાર તમો આવીને, ગ્રહોને અમારા હાથ. હુતેરે ૬
કામ ગાદયો રહેતો નથી, કેમ ગયા હરી દુર પંથ;
વઇશાખે વાયદા વહી ગયા, નવ આવ્યા કાંઈ કંથ; હુતેરે. ૭

જોઠ ગાજુ શું કહું, અસ્રી કેરા ધર્મ;
વીભળ મારૂ મન થાયછે, એવા દુષ્ટ અમારા કર્મ; હેતેરે. ૮
અશાડે ઘનઘોર થઈ, વીજળી ચમકે આકાશ;
માટે પ્રભુ તમો આવીને, ઝાલો હાથ અવીનાશ; હેતેરે. ૯
શ્રાવણે તો શરવડે, મેઘ તો મુશળ ધાર;
હવે તો અવધી થઈ, પધારોને પ્રાણાધાર; હેતેરે. ૧૦
ભાદરવે ભડકે લાગે, મારા અંગન માંહ;
વીભળ થઈ દાશી રાવળી, પડી થઈ ને મુરછાય; હેતેરે. ૧૧
આસોં માસ રળીઆમણો, ઘેર આવ્યા પ્રાણજીવન;
ગોપી સરવે હરખી તદા, આવ્યા દીવાળીના દન; હેતેરે. ૧૨
મગીશંકરના સ્વામી આવીઆ, આનંદ ઉપજ્યો અંગ;
પલંગ લઈ પાઢીઆ, માંડ્યો મન ગમતો રંગ; હેતેરે. ૧૩
લલુભાઇનો દીકરો, ભટ મેવાડાની નાત;
પ્રભુના ગુણ ગાય છે, નથી વાભળ કેરી વાત; હેતેરે. ૧૪



## ગરબો.

મારગ મુકોને કાના કહુછું, ક્યારની જો એ રાગ.
કૃષ્ણે રાસ રચ્યો તે બિંદ્રાબનમાં જો;
બંસી વગાડી છે મધુપ વનમાં જો; ટેક.
બંસી નાદ શુણ્યો ગોપીએ જાહરે જો;
બિંદ્રાબનમાં આળવા લાગી તાહરે જો; કૃષ્ણે. ૧

મધુર શબ્દ સાંભળી ચાલતી ગોપી ગઈ જો;
સખી સરવે સાંભળી આવી તહીં જો. કૃષ્ણ. ૨
આવી કેતકી માધવી ચંદ્રાવળી જો;
વળી માલ્યની મ્રતલીને આદે મળી જો; કૃષ્ણ. ૩
સરવે ગોપીએ તે ચાર ચોળા પેહેરીયાં જો;
તુસી ખેરખી હાંસડી ભલાં ઓપીયાં જો; કૃષ્ણ ૪
વળી હાથે ગજરા નાકે વાળી ભલી જો;
એવી ગોપી કૃષ્ણને જોઈ નાચી વળી જો; કૃષ્ણ. ૬
હરખે રૂદે ભીડાને લાધાં બાથમાં જો;
એવી રીતે કૃષ્ણ ફરયો ગોપી સાથમાં જો; કૃષ્ણ. ૭
સર્વ રંગમાં રમ્યા તે રજની તહીં જો;
એમ કરતાં તે નીશા સરવે ગઈ જો; કૃષ્ણ. ૮
બીજે દીવશે સરદપુનમ રાતડી જો;
કૃષ્ણ હાવ ભાવ કટાક્ષ કરે તે ઘડી જો; કૃષ્ણ. ૯
કૃષ્ણે મ્રદંગ ગ્રહા તે પોતના હાથમાં જો;
તાળ કીરતાળ આંપાં સર્વ સાથમાં જો; કૃષ્ણ. ૧૦
મ્રદંગ ધાંમાંકાટી ધાંમ કાટી વાગા રહા જો;
મહા મનોહર ઉત્સવ થયો વનમાંહા જો; કૃષ્ણ. ૧૧
ઝમક ઝાંઝ વાગે કરરરર કીરતારીઆં જો;
પ્રભુ માથે નારી જતમા શોભા રહ્યાં જો. કૃષ્ણ. ૧૨
કૃષ્ણ કટાક્ષ કરીને કરે ટાળીયો જો;
વળી હાથી કરી આપે હાથમાં તાળીયો જો; કૃષ્ણ. ૧૩

મણિશંકરના પ્રભુએ એવો રંગ રચ્યો જો;
સહુ સુત કહે એવો પ્રભુએ ઠાઠ રચ્યો જો. ગોપી. ૧૪
ગોપી કહે માધવજી વહેલા આવજો;
કરૂણા કરીને સંદેસો કોઈ કહાવજો;
તમ વિના રે ચેન પડે નહી અમને;



૫૬.

વારે વારે શું કહીએ તમને; સાંભળો ગોપી. ૧
ત્યાં જઈને રહેશો નહિ બહુ દીન તમો;
કામાગ્ની બાળે અમારે શરીર જો;
કંસને મળીને તમે વહેલા વળો;
ભીંજમળ ન થાઓ હો મારા નાથજો; ગોપી. ૨
અમારે કરમે અક્રુર ક્યાંથી આવીઆ;
કે લેઈ ગયા શામ સલુણા રાય જો;
અક્રુરજી તમે વહેલા મોકલજો શામને;
અમને વ્રેહે વ્યાકુળ કરશો નહી તમો જો; ગોપી. ૩
ગરીબ થઈને મળજો કંસ રાયને;
હું તો લાગુ માધવ તમને પાય જો;
નહીં તો કંસ આપણને દુઃખ દેશે ઘણું;
કહેશે આહીર મસ્તાના ગોકુળ માંહજો; ગોપી. ૪
મણિશંકરના પ્રભુ હું તમને પાએ પડું;

વહેલા વળજો રાખી અમારાપર હેત જો;
ગોપીજનને માનો તમે પ્રેમથી;
માટે કરૂણા લાવજો મનમાંહ જો; ગોપી. ૫

સાસુ વહુની લડાઈ.

સાસુજી બોલ્યાં.

ગરબી.

સાંભળો વહુવર સાસુજી કહે છે શરમ મનમાં રાખોજી;
ઠસો કરી કુવાં બહાર પધારો ચંચળ વેણ ન ભાખો રે; અકલ રાખોજી. ૧
આટલા દહાડાથી જોયા કરૂંછું સમજીને નથી કહેતીજી;
વંઠી વાત જોઈ લોકજન કહેછે વહુને મેલીછે વહેતીરે અકલ૦ ૨
પારકું કહ્યું માનુ નહીં હું જાતે જોએલું કહુંછુજી;
વરણાગીમાં વાંકા વળોછો મનમાં બળીને રહુંછુરે અકલ૦ ૩
સાબળીઆની સંગે આવડો છંદ ન રાખો મનમાંજી;
મારગ જાતાં તેતો વળગ્યો જાઓછો મધુ વનમાંરે; અકલ૦ ૪
જળ ભરવા તમે જાઓછો જમુનાજીના ઘાટેજી;
ડહાપણમાં શું ડુબી જાઓછો કહુંછુ તમારા માટેરે; અકલ૦ ૫
સાંજ પડે સામળીઓ આવે શીટ વગાડે સારીજી;
કામ મુકી મોહન પાસે જાવ એ રીત નઠારી રે; અકલ૦ ૬
ગયા પુંઠળ લોક કરેછે વાત કરેછે છાનીજી;

મોઢે કહેતાં માઠી થાઉછુ શીખામણ લ્યો માનીરે; અકલ૦ ૭
સાચી વાત કહુંછુ વહુવારૂ મુકો મોહનનો નેહોજી;
વેગળી મુકી આપ મરજાદા કુળનો મારગ ફેરોરે; અકલ૦ ૮
ચંચળતા સઉ જાણું તમારી મનમાં સમજી રાખુજી;
આટલા દિવસ કહેતી નહોતી આજ હું મુખથે ભાખુરે; અ૦ ૯
ચોખે ચોખુ કહુછુ હવે રહેજો પોતાને ઢંગજી;
નાશો નહી જો રહેવું હોય ઘરમાં મણીશંકરના વામી સંગે રેઅ૦ ૧૦

—<:>—

## વહુજી બોલ્યાં.

### બાગશ્રી.

ક્રોધ કરી વહુવારૂ બોલ્યાં સાંભળો બાઇજી વાણીજી;
જાણુછુ જે સદાય નિરમળ જેવું લીંબુનું પાણીરે; ઢંગે બોલોરે. ટે૦૧
જાણોછો જે તન તમારૂં, રળીને ઘાટ ઘડાવ્યોજી;
કરતા હશો તે સાંભળી આવ્યું જે દ્વેશ મનમાં આવ્યોરે; ઢંગ૦ ૨
વઢવાના ચાળા મનમાં ઉછળે વળી કહેવ તે રહુંછુ શાંખીજી;
નિરલજ થઇને નખરાં કરો છો તમારા મીઆરની રીતરે; ઢંગ૦ ૩
બેહુરૂં સામાને બહુ જાણીને તાણીને કાંઇ બોલોજી;
જાણી જોઇને શીદ બોલાવો રહેજો પોતાને તોલે રે; ઢંગે૦ ૪
હું તો કશામાં નથી જાણતી, રહુંછુ માતાને ધરમેજી;
હલકાં પાડી જો કહેતાં હોતો, ભોગવો પોતાને કરમે રે; ઢંગે૦ ૫
નિરમળ નંદકુવરને માથે, જુઠાં નાખવો આળજી;

લઢવુ હોયતો મુજને લઢો, પણ એને ન ભાંડો ગાળરે; ઢંગે. ૬
વગોણું થાય તો થાવા દેજો, રેહવાય તો વળી રહેજોજી;
ખોલ્યા પુંઠળ ખોલુંચ્છું જે, ફાવે તો ઘરમાં રહેજોજી; ઢંગે. ૭
જમ ખોલોછો તેમ સાંખુંછું, ખુંદાવી ખુંદાણીછુંજીરે
ક્લેશ અગ્નીમાં આપે પડ્યો, જેમ પડે દીવામાં ફુદુંરે; ઢંગે. ૮
જગજીવનને જગત પુજે, આળ ચડાવો તેને માપેજી;
માટે જાણ્યો હવે નિશ્ચે રમવું સામળીઆની સાથેરે. ઢંગે. ૯
નહી હોયતો નવો કરીશું નેહ એની સંગેજી;
માણીશંકરના સ્વામી સાથે, સદા રમીશું રંગેરે; ઢંગે. ૧૦



## ગરબી.

સામળીયા રજની કયાં રમવા ગયાતા;
કોહોને આવડા કેમ થયા રંગમાં રાતા; સામળીયા. ટેક. ૧
હુંતો તમને જોવા ફરતી વાટે ઘાટે;
તમને ના જોયા જુમનાજીને ઘાટે;
હુંતો કહુંછુ સામળીયા તમ માટે; સામળીયા૦ ૨
પેલીરે ગોપી ખોળવા નીકળી તમને;
તેને વાત આવી કહીછે અમને;
વારે વારે કમજી કહીએ શું તમને; સામળીયા૦ ૩
પેલી લલીતાને મેહેલે રહ્યાતા તમે;
તેતો વાત જાણી સરવે અમે;

અમને કામાંગની તે ઘણું દમે; સામળીયા૦ ૪
લલીતાને વાલી તમે ઘાણી કીધી;
રજની વિશે તમેતો બાથ એને દીધી;
જ્યાં જાવો ત્યાં સંગે એને લીધી; સામળીયા૦ ૫
કાલેતો તમે ઉભાતા કાંઈ વટે;
લલીતા આવી તમારી માટે;
પછી તમે ગયા જુમનાજીના ઘાટે; સામળીયા૦ ૬
તમે આંબા વૃક્ષ તળે બેઠા જઈ;
લલીતા પણ સંગે આવી તહીં;
તમે અમને કાંઈ જણાવ્યું નહીં; સામળીયા૦ ૭
ઉલટ સુલટ રંગે બહુ રમિયા;
એમ કરતા માથે ચંદન ચઢીયા;
પછે તમે બંનેજણ પૃથ્વી ઢળીયા; સામળીયા૦ ૮
એતો વાત સરવે અમોએ જાણી;
અમારાથી વાલી તેને પરમાણી;
મણીસંકરના સ્વામીએ કરી એને રાણી; સામળીયા૦ ૯



ગરબી.

માનીતિ બાલ હવે મુજસાથે
હુંતો તમે ઉભા જોડી હાથ. ટેક૦ માનીતી. ૧
આજ પછી જઈસ નહી એને ધામ
હુંતો નિત્યે કરીસ તમારૂ કામ

એવું મુખથી બોલ્યા સુંદર શ્યામ. માનીતી. ૨
હવેરે હું તો ઘણું તુજને જાચું
જો તું કહેતી હોય તો વળી નાચું.
નીત્યે બોલું તારી સંગે સાચું માનીતી. ૩
બેઠો હવે હું તો નિશ્ચે સમ ખાઈ
નીત્યે લાગુ વિસાખા તારે પાઈ
હવે હું તો અહીંથી જનારજા નાઠી માનીતી. ૪
જોરે નારી તું કહેતી હોય મુને
બીજા સાળુ લાવી આપુ તુને
એવું મુખથી બોલ્યા મધુર કાને. માનીતી. ૫
એવા મધુરા શબ્દ સાંભળી તહીં
પ્રભુને બાથ ભીડવા ઝટ ગઈ
મણીશંકરના સ્વામી પલંગે પોઢ્યા સહી; માનીતી. ૬



## ઠુમરી.

ભલા હુવા મેરી મટકી ફુટી
દધી બેચનસે છુટીરે. ટેક.
ઈત ગોકુલ ઉત્ત મથુરાનગરી
બીચ કનેયાને લુંટીરે
બીંદ્રાબનકી કુંજગલનમે.
મોહનમાલા તુટીરે; ભલા હુવા. ૧



### ઠુમંરી.

રાહા બાટ મે ઢુંડ ફીરી
બીંદ્રાબન મોરે સામરીયા
પગ ધરત ધરત લટપલટ ગઈ
પનગટ ઉપર ગાગર ઉલટ ગઈ
ત્રાપા કરી હરી દે કંગના
અબ છાંડત મણી ગાગરીયા; રાહા બાટ. ૧



### ઠુમરી.

એસો ઠગારો નંદકુવર કયું હોગયોરે
સબ ગોપાકે ચીર હરકે
કદમકે ઝાડે ચઢ ગયોરે; એશો. ૧
નગન ગોપી ખડી પનગટપે.
કદમકે બીચ છુપા રહોરે; એશો. ૨
ગોપી સબ કાલાવાલા કરતી
તબ શામને દરસન દીયોરે; એશો. ૩
મણીશંકરકે સ્વામીને દીયે .
ચીર દેકે હરખ પમાયો; એશો. ૪



### ઠુમરી.

કાનુડાને કામન કીયા,

બસ કીયા સારા ગામરે;
ગોકુલકી બીજ નારી બસ કીની;
મથુરામાં પડીયા સ્યામરે. કાનુડા. ૧
જાકે કંસકુ ડેરી મારા,
સબ દેખે મથુરાકા કામરે; કાનુડા. ૨
મણીસંકરકો પ્રભુ બોત ઠગારો;
કાન કટાક્ષ કીએ નારીકે કામ. કાનુડા. ૩



## ઠુમરી.

રામ આલે જનકપુરાલા,
બીશ્વામીત્ર કૃપાળરે. ટેક.
મોટે મોટે તપશ્વી આલે,
ઘેતલે લક્ષમણ રામરે;
મોટે મોટે રાજા આલેથે,
ત્રંબક કોણ મોડુનટાકારે; રામ. ૧
રાજા જનકકી પોરી કુંવારી,
ભુપ પણ કઠીણ પ્રણ ભારીરે
રામચંદ્ર તદા ઉભે રાહીલે,
ત્રંબક મોડુન ટાકલા ક્ષણમાંરે રામ. ૨
મણીસંકરઆ પ્રભુ આએ રઘુરાયા;
સીતાને ઘાલા આરોપલી માળારે

લલુ સુત કહા તાત,
તોપે ફાર રંગ ઞાલારે. રામ. ૩



## હનુમાન ગરૂડનો સંવાદ.

### લાવણી.

હનુમાન ગરૂડ દોનુ હુવેથે ભેગે તો બળીયા.
એક એકસેં બાળયા કાવે, કીસકા જાય નહીં કળીયા.
દ્વારકામાં કૃષ્ણકેરા બાગહુતા ચારૂ
બેઠે ગરૂડજી ચોકી કરતા કીનકુ ન પેસારૂં.
ઈદ્ર દેવકી ઈચ્છા લીયે કપિવર આયે બાગમે
ફલ ફલાદી સબ ખાકે વરક્ષ ફેંકે સાગરમેં
તબી મનમે ક્રોધ ચઢાયે ગરવ હુવાહે મનમે
ઝટ આકે કપિકા હસ્તક ગરૂડ બગીચે કે બનમે
દેઊ બરાબર જોધેકુ તબ લડનેકુ લગીઆ હનુમાન૦ ૧
ગરૂડ બોલા અબે બડે રહેને તુ કુતહે કીસકા
બિગર કહે કયું બાગમે પેઠા અબ કા જાનેકા;
એ બગિચા કૃષ્ણને કરા હે ઈસકી તુને ફુવાઈ;
ઝટલેકે તું બહાર નિકલજા મારૂંગા કરસાઈ;
એસા સુનકે હનુમાન કાપે રીસ ચીઢીહે ઊનકુ;
દુર હટ હિમાતી કૃષ્ણકા બિચારેકે બોલ મુનકુ;
શ્રી રામચંદ્ર તુને હજુ નહીં દીઠે કાને નહી સુણીયા; હનુમાન. ૨

રામચંદ્રકુ જાનાહુ મૈ ક્યા ગર્વ ધરતા મનમે;
રાવણને ખુબ માર મારાથા લંકાકા બિગ્ન બનમે;
રૂમકા એક દાસસે હારે સ્વનપર પડા રહેના;
મનમે ગરવ ધરતા હે ખાડે પડા તુજકુ કહેના;
ખબર પડા બલ વાલીકા બયથી બસેપે બનમે;
કુંભકરણ ગળી ગયાથા બીચાર કરો મનમે;
બાપ તીન ઔર માત કુંવારી ઐસા કુંવર મલિયા; હનુમાન. ૩
અરે ગરૂડ ચુપ રહેકે તુમતો બાત સુનો મેરી;
તુતો કીસકા લડકા કહાવે સોકકી દાસી મા તેરી;
એક ભાઈ બીમારા પાંગળા નહી કામ રહેનેકા;
નીશદીન એતો ફીરતા ફરતા હુવા સારથી સુરજકા;
સાવકા ભાઈ તેરા કહાવે ઉનકુ તુમ મારો;
બાહાલામે બિરોધ કરતો એસો હે સ્વામી તારો;
બાપ મા બંધન પડે જબ આહિરમે મળિયે; હનુમાન. ૪
ગરૂડ બોલા તેરે પતીને જસ ગાઓ લીનો;
શાદી કીએલી એક અબળાકુ બહારવટા દીનો;
પરિગ્રહકા પુત્રકુ બ્રાહ્મણને ઉછેરે;
નથ સારા બૈકુંઠ બસાયા આપ તાત ભુલે;
પરેમ ધરકે બિનતા આઈ બરનેકે સારૂ;
ઓ નારીકા નાક કાન કાટા રૂડુ નહિ બીચાર્યું;
સબરીકે જુઠે ફળ ખાએ એસે પવિત્ર પણ મળિયે; હનુમાન. ૫
મેરા પતિકા લક્ષ્મણ કહેતા તેરે પર ક્યા ટોટા;

તેરા સ્વામી આહીરિયાકા ગુલ આકે હુવા મોટા;
માસીકા ધાવન આકે ઉનને ઉનકુ મારી;
વચ્છ પ્રસંગે અજગરકું મારા એસા હે કુરાચારી;
ભિક્ષુક કે ઘર ભિક્ષા માંગ કે કૃશ્નને આયા;
બિગર બિયાકી અસ્ત્રી સાથે જોડી ખુબ માયા;
વ્યાભચારી વૃજનાથ એસે રામ એક પત્નિ વરાયે. હનુમાન ૬
મેરા સ્વામીકું ખુબ સમજા હુઇ પણ સબકુ સુખ ભરી;
તેરા સ્વામીકુ એક અસ્ત્રી હે ઉનકુ ઉને કોઇ પ્યારી;
રઘુનંદન રામાકા રશિયા તુને નહિ જોયા;
સારા બનમેં હે સીતા હે સીતા યું કર કર રોયા;
બડા અધર્મ તેરા સ્વામીને કીયા વાલીકુ મારા
ક્ષત્રી હોકે બ્રાહ્મણકી સ્ત્રીકુ પાંઉ અડકાડા
બમન કેરા દેવત લીયા ઉસમે કયા મલિયા. હનુમાન ૭
તેરે કૃશ્નને સબુકે બસ્ત્ર ઊતારી લીના
વંડલકા રથ હાંકા પાંડવ દાસપણા કીના
ગાળો ખાઇ સીસુપાલકી બળીયા હે પ્રભુ
કાળજવનસે ભાગ ગયથે જાને ખોત સુધ
ઉનકા કહ્યા મેં નહી માનું એસા કહા જારે
પ્રભુકુ સમાચાર કેહેનેકુ ગરૂડ ગયા તારે
કૃશ્નને કહ્યા રામ આજ્ઞા દો દેતેમેં પલાયા. હનુમાન ૮
હનુમાન કહે શ્રી રામ આંકુ મુજકુ દીખલાવો
ગરૂડ કહે તુમ દ્વારકામાં મેરી સંગે આવો

શ્રીકૃષ્ણ રઘુનાથ હુવે હે જાનકી રૂક્ષમણિ હુવે
હનુમાનને પ્રણામ કરકે ખડે ખડે જુવે
આઈ કૃષ્ણને રામ હોકે માર લંકાકે રાજા
નામ દનુ ત્યારે દેખાતે એક હે માહારાજ
મણીસંકર આપ હનુમાન મલાપે સંદે સાખકા રસીયા હનુમાન ૯



## ગરબો.

મારગડો મુકોને મોહનલાલજી. એ રાગ.

સમજાણું રાખો જશોદાના લાલજી
વારે વારે શું કહીએ તમને શ્યામજો
જળ ભરવા અમો જમુના તીરે જતા હુતા
તમો શું કરવા આવ્યા કાલા જો     સમજાણું૦ ૧
કૃષ્ણ-અમો આમારે મારગ જતા હુતા
નોતુ તારૂ રસ્તે કાંઈ કામ લાખુ જો
અમે અમારે રસ્તે ચાલ્યા આવ્યા
ગળે પડો તમો ગોપીનો સાથજો     અમે અમારે૦ ૨
તારા મનનું કપટ જાણું સહુ
કે ભંભેરા રાખુ મારે મહેલજો
પણ તારા એકે અરથ નહી સરે
હું તો છું હજુ નાનુ બાળજો     મારા મનનું૦ ૩
ગોપી-નાના છો પણ ગુણ મોટાના સમમાં

મણીસંકર કહે ગોપીના દુખ હરોજો
અસી ડેરા ધર્મછે તે ના કહે
લલુ સુત કહે ગોપી દુખ લહ્યા મનમાંજો નાનાછો પણ. ૪
પ્રસન થઈ પ્રભુ ગોપી સાથે રંગ રમ્યા
આખી રજની વનમાં તે તો ભમ્યા જો
પાછા આવ્યા પ્રભુ પોતાના ધામમાં
આનંદ ઉછાળ્યો એકે વારે ત્યાંહ્યજો નાનાછો પણ. ૫



ગરબાં.

પડવેની પડપુછ ઘટમટ ભુલીરે. એ રાગ.

કૃષ્ણ ચારે ગાવડી, હું વારીરે ટેક.
હાથ ગ્રેડી પગે પાવડી બલીહારી રે
ગાયો હાંકી વન વિશે હું વારીરે
પ્રભુ બેઠા વૃક્ષની છાંપ જાવુ બલીહારી રે ૧
સર્વે ગોપ વિંટી બેઠા હું વારી રે
આનંદ ઉપન્યો અંગ જાવુ બલીહારી રે ૨
પ્રભુ બેઠા ભોજન કરે હું વારીરે
એકઠા બેઠા સરવે ગોપ જાવુ બલીહારી રે
એક એકના હાથથી હું વારીરે
પડાવી મુકે મુખમાંહ્ય જાવુ બલીહારી રે ૪
પ્રભુ એઠું સઉનુ ખાઇ જતા હું વારી રે
મનમાં છોછ નહી લગાર જાવું બલીહારી રે. ૫

મૃગ ચર્મ ત્યાં પાથરયું હું વારી રે
તેપર બેઠા ભગવાન           જાવુ બલીહારી રે. ૬
ચિહ્રસ્યા જોવા કારણે હું વારી રે
બ્રહ્માને મહાદેવ           જાવુ બલીહારી રે. ૭
જુવે તો પ્રભુ આપછે હું વારી રે
મનમાં નથી ધરતા પાપ           જાવુ બલીહારી રે. ૮
પુરણ બ્રહ્મ અવતારછે. હું વારી રે
કેમ કરે અઘટતું કામ.           જાવુ બલીહારી રે. ૯
બ્રહ્મા એવું બોલીયા. હું વારી રે
પરીક્ષા કરીએ મહાદેવ           જાવું બલીહારી રે. ૧૦
ગોપ વચ્છ હરી ગયા હું વારી રે
મુક્યાં સત્ય લોકના માંહ્ય           જાવું બલીહારી રે. ૧૧
પ્રભુ ભોજન કરી ઉઠયા હું વારી રે
ન દીઠા વચ્છ તે ઠામ           જાવુ બલીહારી રે. ૧૩
પ્રભુએ નવાં નિપજાવીયાં. હું વારી રે
આવ્યા ગોકુળ માંહ્ય.           જાવું બલીહારી રે. ૧૩
એ પુરણ બ્રહ્મ અવતાર છે હું વારી રે.
મણીસંકરનો છે કીરતાર           જાવું બલીહારી રે. ૧૪



ગરબી.

દીસાખા-વિસાખા કૃષ્નની સાથે

બોલું નહિ સમ ખાઈ બેઠી નાથ   રીસાયા૦ ટેક.
તમેતો ધુતારા થયાછો ઘણા
રામ રે થયા હવે લલીતાતણા
તેનાતો ભાગ્યમાં રહી નહી મણા   રીસાયા૦ ૧
નાથ તમે આવશો નહીં અમઘેર
અમો ધુતારાની જાણીએ પેર
હવે તમપર ના આણું મહેર   રીસાયા૦ ૨
તમેતો છાના છાના કામ કરો
વળી ગોપીયો કેરાં જઈ દુખ હરો
અમરી વાત તે રૂદે નવ ધરો   રીસાયા૦ ૩
નાથ તમે આવ્યા લલીતાને સાણુ
આમ ઉપરથી તમે હેત ઉતારયું
કૃશ્નજી તમે કર્યું ધાર્યું સારૂ   રીસાયા૦ ૪
આન પર રાખો તમે આણું હેત
લલીતાને માનો પ્રેમ સમેત
અમને કામાગ્મ્ય કર્યાછે અચેત   રીસાયા૦ ૫
હવે હુંતો બોલું વચન મુખથી એક
માગીસીકરનો પ્રભુ રાખ્યો ટેક
હવે માયા ઉતારૂ હું છેક   રીસાયા૦ ૬



મહાદેવ ને કૃષ્ણનો સંવાદ.

## લાવણી.

જુઓ કૃષ્ણ કેરા કામ, એના અનેક છે નામ
એતો આવ્યા મહાદેવ ધામ   હું પાયલાગુ. ટેક.
શંકર બેઠા છે કૈલાસ, ત્યાં આવ્યા અવિનાશ
બેઠા શંકરની પાસ,   હું પાયલાગુ. ૧
પ્રભુ મુખ બોલ્યા વાણી, તમો સાંભળો સુલપાણી.
તમે કહેજો સાચુ જાણી,   હું પાયલાગુ. ૨
વાત જાણો કાંઈક કાળ હું તો પુછવા આવ્યો હાલ;
કહો મુજપર રાખી વહાલ,   હું પાયલાગુ. ૩
તમે એ મહાદેવ, કરે નાગ લોક સેવ;
કેમ બાળહઠ રાખ્યા એવ,   હું પાયલાગુ. ૪
તવ શંકરજી બોલ્યાં, હુંતો કહેવાઉં શંકર ભોળા;
એને મારયા બાણના ગોળા.   હું થયો વિભળ. ૫
વળી રામે અવતાર ધરીયો, તેમને જોઈ એ ચોધો ભલાયો;
માટે હું ભાલડોથી છળીયો,   હું થયો વિભળ. ૬
મારૂ વિર્ય પડ્યું ધર્ણ ઝીલી લીધુ રાજા કરણ
એને મુક્યું વાયુને સર્ણ, તું સાચવજે.
વિરય રહ્યું તેણે ઠામે, કોણ ભુંગડવું કામે
ક્ષીરસાગર બોલ્યા રામે, મારૂં કહ્યું કરો. ૮
મહાદેવ થાઓ હનુમાન, અગીયારમાં રૂદ્ર બળવાન
એવું બોલ્યા ત્યાં ભગવાન, મારૂ કહ્યું કરો.
પાછો આવ્યો હું કઈલાશ, સાંભળી વાણી અવ

સુર્ય વાયુ તેડયા પાસ, બોલ્યા શીવ ભોળા. ( ૧૦
પેલુ વીર્ય લાવો આય. એવુ બોલ્યા શીવરાય
વાયુએ લાવી આપ્યું ત્યાંય, લયો શંકર ભોળા. ૧૧
લોધું કૈલાસના ભુપ ધરયું બ્રાહ્મણનું રૂપ.
આલ્યા વેશ ધરી અદભુત, હું પાયલાગુ. ૧૨
આવ્યા અગસ્તને ધામ તેમની અંજનીપુત્રી નામ.
હતું શીવને તેનું કામ, હું પાય લાગુ. ૧૩
ફુંક્યું અંજનીને કાન, તેનો થયો રૂદ્ર બળવાન.
તેનું ધરાયું નામ હનુમાન એતો બજરંગ બળીયો. ૧૪
એવું બોલ્યા કૃસ્ન સાથ ગીરજા તે કેરા નાથ.
મણીસંકરના પ્રભુએ જોડયા હાથ, હું પાયલાગુ. ૧૫
લલુ સુતનું એ નામ રાયપુરમાં મુકામ
જતીની પોળમાંછે ધામ, જઇને જુઓ. ૧૬

સમાપ્ત.

